**वेणुन** न (वेणु+उनन्) મરી, તીખા
**वेणुपत्री** स्त्री (वेणोरिव पत्रमस्या) વંશપત્રી વૃક્ષ
**वेणुयव** पु (वेणुजातो यव इव) વાંસનો જવ-ચોખો
**वेणुवाद** त्रि (वेणुं वादयति, वद्+णिच्+अण्) વાંસળી વગાડનાર
**वेणुवादक** त्रि (वेणुं वादयति, वद्+णिच्+ण्वुल्) ઉપર પ્રમાણે અર્થ
**वेणुबीज** न (वेणो बीजम्) વાંસનો જવ-ચોખો
**वेतन** न (अज्+तनन् वीभाव) પગાર, ભાડું, આજીવિકા
**वेतनानपाकर्मन्** न (वेतनस्य अनपाकर्मन्) એક વ્યવહાર
**वेतस** पु (अज्+असुन्-तुक् च) નેતરનું ઝાડ
**वेतसाम्ल** पु (वेतस इव अम्ल) અમ્લવેતસ વૃક્ષ
**वेतसी** स्त्री (वेतस+स्त्रियां ङीप्) નેતરનું ઝાડ
**वेतस्वत्** पु (वेतसा सन्त्यत्र, वेतस्+मतुप् मस्य व) ઘણા નેતરવાળો દેશ
**वेतस्वत्** त्रि (वेतस्+अस्त्यर्थे मतुप् मस्य व) નેતરવાળું
**वेताल** पु (अज्-विच् वीभाव, तल्+घञ् कर्म) તે નામે એક મલ્લ, ભૂત જેમાં પેઠું હોય તેવું મુડદું, શિવનો એક અનુચર, એક ભૈરવ, દ્વારપાળ
**वेतालभट्ट** पु विक्रमादित्य રાજાની સભાનો એક કવિ
**वेत्तृ** त्रि (विद्+तृच्) જાણનાર, સમજનાર, મેળવનાર, પરણનાર, પહેનાર
**वेत्तृ** पु ( ,, ,, ) પંડિત, આત્મજ્ઞાની
**वेत्र** (अज्+त्रल् वीभाव) નેતરનું ઝાડ
**वेत्र** न (वी+उणा त्र) છડી, લાકડી
**वेत्रकीय** न (वेत्र+छ+कुक्) નેતરનો સમૂહ, બહુ નેતરવાળો દેશ
**वेत्रकीय** त्रि (वेत्र+छ+कुक्) બહુ નેતરવાળું
**वेत्रधर** पु (वेत्रं धरति, धृ+अच्) છડી-લાકડી ધારણ કરનાર
**वेत्रधारक** त्रि (वेत्रं धारयति, धृ+ण्वुल्) છડી કે લાકડી ધારણ કરનાર
**वेत्रधारक** पु ( ,, ,, ) છડીદાર, દ્વારપાલ
**वेत्रवत्** त्रि (वेत्र+अस्त्यर्थे मतुप् मस्य व) છડી-લાકડીવાળું, નેતરવાળું
**वेत्रवत्** पु ( ,, ,, ) દ્વારપાળ, છડીદાર
**वेत्रवती** स्त्री (वेत्रा बाहुल्येन सन्त्यस्या, मतुप् मस्य व ङीप्) માલવદેશમાં આવેલી એક નદી, વૃત્રાસુરની માતા, છડીદાર સ્ત્રી
**वेत्रावती** स्त्री (वेत्रा बाहुल्येन सन्त्यस्या मतुप् मस्य व वा दीर्घ) છડીદાર સ્ત્રી, વૃત્રાસુરની માતા
**वेत्रासन** न. (वेत्रनिर्मितमासनम्) નેતરનું આસન
**वेत्रासुर** पु તે નામે એક અસુર
**वेत्रिणी** स्त्री (वेत्र+अस्त्यर्थे इनि+ङीप्) છડીદાર સ્ત્રી
**वेत्रिन्** पु (वेत्राऽस्यास्ति, वेत्र+इन्) છડીવાળું, લાકડીવાળું, નેતરવાળું
**वेथृ** (भ्वा आ द्विक सेट् वेथते) યાચવું, માગવું
**वेद** पु (विद्+अच्-घञ् वा) વિષ્ણુ, શાસ્ત્રજ્ઞાન, શાસ્ત્રોક્ત ચરિત્ર, યજ્ઞનું અંગ, દર્ભની મુઠીનો કરેલ એક પદાર્થ, ઋગ્વેદ-યજુર્વેદ-સામવેદ અને અથર્વ એમ ચાર વેદ
**वेद** त्रि (वेदयति विद्+अच्-णिच् विद्+अच् वा) જાણનાર, જ્ઞાની, જણાવનાર
**वेदकौलेयक** पु शिव, મહાદેવ.
**वेदगर्भ** पु (वेदो गर्भे यस्य) બ્રહ્મા, વિષ્ણુ, બ્રાહ્મણ
**वेदगुप्ति** स्त्री (वेदाना गुप्ति) વેદનું રક્ષણ, વેદને ગુપ્ત રાખવા તે
**वेदज्ञ** त्रि (वेद जानाति, ज्ञा+क) વેદ જાણનાર
**वेदण्ड** पु હાથી
**वेदण्डी** स्त्री (वेदण्ड+स्त्रियां जाति ङीप्) હાથણી
**वेदतत्त्व** न (वेदस्य तत्त्वम्) વેદનું રહસ્ય
**वेदतत्त्वज्ञ** त्रि (वेदतत्त्व जानाति, ज्ञा+क) વેદના રહસ્યને જાણનાર
**वेदत्रय** न (त्रयाणां वेदानाम् समाहार) ત્રણ વેદ-ઋક્-યજુ અને સામ
**वेदत्रयी** स्त्री (त्रयाणां वेदाना समाहार) ઉપર પ્રમાણે અર્થ
**वेदन** न (विद्+ल्युट्) જાણવું તે, જ્ઞાન, સુખદુઃખનો અનુભવ, વિવાહ

वेदित त्रि (विद्+क्त) જણાવેલ
वेदितव्य त्रि (विद्+कर्मणि तव्यच्) જાણવા લાયક, જણાવવા લાયક,
वेदिता स्त्री (वेदिनो भाव, तल्+टाप्) જ્ઞાન, સમજ, જાણપણું
वेदितृ त्रि (विद्+तृच्–इट् च) જાણનાર
वेदित्व न (वेदिनो भाव त्व) જ્ઞાન, સમજણ
वेदिन् पु (विद्+णिनि) પંડિત, બ્રહ્મા
वेदिन् त्रि (विद्+णिनि) જાણનાર
वेदिनी स्त्री (वेदिन्+स्त्रियां ङीप्) જાણનારી સ્ત્રી
वेदी स्त्री (वेदि+स्त्रियां ङीप) वेदि स्त्री શબ્દ જુઓ,
वेदोदय पु (वेद विषयज्ञानमुदये यस्य) સૂર્ય, આકડાનું ઝાડ
वेदोदित त्रि (वेदे उदित) વેદે કહેલ, વેદમાં કહેલ
वेद्य त्रि (विद्+ण्यत्) જાણવા લાયક
वेध पु (विध्+घञ) વીંધવું, વેધ, પરિધિનો નવમો ભાગ, ઉંડાઇ
"परिधिनवमभाग शुकधान्येषु वेध."
वेधक पु (विध्+ण्वुल्) કચૂરો વનસ્પતિ, અમ્લવેતસ
वेधक न (वेध+सञ्ज्ञायां कन्) ધાણા.
वेधक त्रि (विध+कर्त्रर्थे ण्वुल्) વેધ કરનાર, વીંધનાર
वेधकरण न (वेध+कृ+ल्युट्) વિંધવું
वेधकर्त्तृ त्रि (वेध+कृ+तृच्) वेधक શબ્દ त्रि જુઓ.
वेधन न (विध्+भावकरणादौ ल्युट्) વીંધવું, ઉંડાઇ
वेधनिका स्त्री (वेधनी+स्वार्थे कन् ह्रस्व टाप्) હાથીના કાન વીંધવાનું અસ્ત્ર, વીંધણી, મણીઆર લોકોનું રત્ન વિંધવાનું એક ઓજાર, મેથી
वेधनी स्त्री (विध्यतेऽनया, विध्+ल्यु+ङीप्) વીંધણી, મણીયાર લોકોનું રત્નો વિગેરે વિંધવાનું એક ઓજાર, હાથીઓના કાન વીંધવાનું અસ્ત્ર
वेधमुख्य पु (वेधे मुख्य) કચૂરો વનસ્પતિ
वेधमुख्यक पु (वेधमुख्य+सञ्ज्ञायां कन्) હળદરનું ઝાડ
वेधस् पु (वि+धा+असुन्) હિરણ્યગર્ભ, બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, ધોળા આકડાનું ઝાડ, પંડિત, એક રાજા.
वेधस न હાથના અંગુઠાનું મૂળ
वेधित त्रि. (वेध+इतच्) વીંધેલું, છેદેલું, છિદ્રપાડેલું.
वेधिन् त्रि (विध्+णिनि) વીંધનાર
वेधिनी स्त्री (विध्+णिनि+ङीप्) જળો, મેથી
वेध्य त्रि (विध्+ण्यत्) વીંધવા લાયક
वेन् (भ्वा प स सेट् वेनति) જવું
वेन पु (अजति, अज्–गतौ+उणा० न अजतेर्वीभाव) वेण શબ્દ पु જુઓ, બ્રહ્મા
वेन्ना स्त्री (वेन्+न+टाप्) તે નામે એક નદી
वेप् (भ्वा आ अ सेट् वेपते) કંપવું, ધ્રુજવું
वेपथु पु (वेप्+अथुच्) કમ્પ, ધ્રુજારી
"वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते" श्रीम भग
वेपन न (वेप्+भावे ल्युट्) કંપવું, ધ્રુજવું
वेपमान त्रि (वेप्+शानच्) કંપતું, ધ્રુજતું
वेपस् न (वेप्+उणा० असुन्) કમ્પ, ધ્રુજ
वेपस् त्रि (वेप्+सञ्ज्ञायां असुन्) ચોકખું, નિર્દોષ.
वेम पु (वे+मन न आत्वम्) વણકરોની સાળ
वेमन् पु न (वे+मनिन्) ઉપર પ્રમાણે અર્થ
वेर न (अज्+रन्–वीभाव) શરીર, દેહ, રીંગણી, કેસર
वेरक पु (वेर+सञ्ज्ञा० कन्) કચૂરો વનસ્પતિ
वेरट पु એક પ્રકારની નીચ જાતિનો પુરુષ
वेल् (भ्वा प स सेट् वेलति) કંપવું, ચાલવું
वेल् (चुरा उभ स सेट् वेलयति–ते) સમયનો ઉપદેશ કરવો, વખત જણાવવો.
वेल न (वेल+अच्) ઉપવન, બગીચો
वेला स्त्री (वेल्यतेऽनया, वेल्+अच्+टाप्) કાલ, વખત, મર્યાદા, સમુદ્રનો કીનારો, હોરા રૂપી કાળ, સમુદ્રના જળનો વિકાર, અક્લિષ્ટ મરણ, રોગ, ઇશ્વર ભજન, બુધની પત્ની
"गृहणसमयवेला वर्तत शीतरश्मे" शृगारतिलके
वेलाकूल न ते नामनो એક દેશ–तामलिप्तदेश
वेलामूल न (वेलाया मूलम्) દરીયાનો કિનારો
वेल्ल् (भ्वा पर सक सेट् ऋदित् वेल्लति) ચાલવું, હાલવું

वेष्टनीय त्रि (वेष्ट्+कर्मणि अनीयर्) વીંટવા લાયક, ઘેરવા લાયક
वेष्टवंश पु (वेष्ट वंश) એક જાતનો વાંસ
वेष्टसार पु (वेष्टस्य सार) "श्रीवेष्ट" શબ્દ જુઓ
वेष्टित त्रि (वेष्ट्+कर्मणि क्त) વીંટેલ, ઘેરેલ, રોકેલ, નાચનાર
वेष्टित न (वेष्ट्+भावे क्त) વીંટવું, ઘેરવું, નૃત્ય
वेस् (भ्वा प स सेट् वेसति) જવું
वेसन न (वेस्+भावकरणादौ ल्युट्) ચણા વિગેરેની દાળનો લોટ, જવું, ગમન કરવું
वेसर पु (वेस्+अरन्) ખચ્ચર ઘોડો
वेसरी स्त्री (वेसर+स्त्रियां जाति० ङीप्) ખચ્ચરઘોડી.
वेसवार पु (वेस वारयति, वृ+अच्) વઘારણ, કચોરિયું, પાક, એક ખાણું
"निरस्थि पिशित पिष्ट सिद्धगुडघृतान्वित
"कृष्णमरिचसंयुक्त वेसवार इति स्मृतम्"
"वेसवारो गुरु स्निग्धो बलोपचयवर्धन" राजवल्लभ
वेह् (भ्वा आ अ सेट् वेहते) યત્ન કરવો
वेहत् स्त्री (वि+हन्+अति नलोप) ગર્ભપાત કરનારી સ્ત્રી
वेहार पु (वि+हृ+घञ् पृषो) બિહાર દેશ
वेहृ (भ्वा प स सेट् वेहति) જવું
वेह्ल् (भ्वा प स सेट वेह्लति) જવું, કાંપવું
वै (भ्वा प स अनिट् वायति) સુકાવું, સુકવવું
वै अव्य (वा+डै) પાદપૂરણમાં, અનુનયમાં, સંબોધનમાં વપરાય છે
वैंशतिक त्रि (विंशतिना क्रीत, ठक्) વીસથી ખરીદેલ
वैकक्ष न (विशेषेण कक्षति व्याप्नोति अण्) એક જાતનો હાર જે જનોઈની પેઠે વપરાય છે, ઉત્તરીય વસ્ત્ર
वैकक्षक न (वैकक्षमेव, वैकक्ष+वुन्) જનોઈની પેઠે પહેરેલી એક જાતની માળા
वैकङ्कत पु (विकङ्कत+स्वार्थेऽण्) એક જાતનું ઝાડ
वैकङ्कत त्रि (विकङ्कतस्येदमण्) વિકંકત વૃક્ષ સંબંધિ
वैकटिक पु (विकट+ठक्) ઝવેરી
वैकल्पिक त्रि (विकल्पेन प्राप्त, तत्र भव वा ठक्) વિકલ્પે હોનાર-થનાર, અનિશ્ચિત, પક્ષપ્રાપ્ત
वैकल्य न (विकलस्य भाव ष्यञ्) વિકલપણું
वैकाल पु (विकाल+अण्) સાંજ
वैकुण्ठ पु (विकुण्ठायां भव अण् यद्वा विविधा कुण्ठा यस्य स्वार्थेऽण्) વિષ્ણુ, ઈન્દ્ર, ધોળું અળરખ
वैकुण्ठ न (विकुण्ठायां भव, अण्) વિષ્ણુલોક, વિષ્ણુનું ધામ
वैकृत न (विकृतस्य भाव, अण्) વિકાર, બીભત્સ રસ
वैकृत त्रि (विकृतित आगत अण्) વિકારથી ઉત્પન્ન થયેલ
"तत्प्रतीपपवनादि वैकृत, प्रेक्ष्य शान्तिमधिकृत्य कृत्यविद्" रघौ
वैकृतापह त्रि (वैकृतिं अपहन्ति, अप+हन्+ड) વિકારનો નાશ કરનાર
वैक्रान्त न (विक्रान्त+स्वार्थे अण्) એક જાતનો મણિ
वैखरी स्त्री (विशेषेण ख राति, रा+क+स्वार्थे अण्) કંઠ વગેરેમાં ઉચ્ચારાતો અર્થ બોધક-વર્ણાત્મક એક શબ્દ
वैखानस पु (विखनस ब्राह्मण वेत्ति तपसा, विखनस्+अण्) વાનપ્રસ્થ એક તાપસ
"वैखानसेभ्यो श्रुतरामवार्ता." भट्टि
वैखानस त्रि (विखानसस्येदं, अण्) વાનપ્રસ્થ એક તાપસનું, વાનપ્રસ્થ સંબંધી
वैखानसी स्त्री (वैखानस+स्त्रियां ङीप्) વાનપ્રસ્થ એક તાપસની વૃત્તિ, યજ્ઞનું એકપાત્ર
वैगुण्य न (विगुणस्य भाव ष्यञ्) વિગુણપણું, વિરુદ્ધગુણવાળાપણું, દોષ, ખોટ, ન્યૂનતા, અન્યાય ગુણરહિતપણું
वैचक्षण्य न (विचक्षणस्य भाव ष्यञ्) વિચક્ષણપણું, હોશીયારી
वैचित्र्य न (विचित्रस्य भाव ष्यञ्) વિચિત્રતા, વિલક્ષણતા, અદ્ભૂતપણું, તરેહતરેહપણું, આશ્ચર્ય
वैजनन न (विजायतेऽस्मिन्, जन्+आधार ल्युट्+स्वार्थे अण्) ગર્ભિણીનો પ્રસવકાળ
वैजयन्त पु (विजयते, वि+जि+झ स्वार्थे अण्) ઈન્દ્રનો મહેલ, ઈન્દ્ર, ઘર, ઈન્દ્રની ધજા, અરણિયું ઝાડ.
वैजयन्तिक त्रि (वैजयन्त+ठक्) ધજાવાળું, પતાકાવાળું

રત્નની એક પત્ની, શ્રીકૃષ્ણની એક રાણી
"माधुर्य्यव्यजकैर्वर्णं रचना ललितात्मिका
अवृत्तिरल्पवृत्तिर्वा वैदर्भीरीतिरुच्यते"
वैदल न. (विदलस्य विकार, अण्) બિનુકનુ એક ભિક્ષાપાત્ર
वैदल पु ( „ „ ) ધાણાજીરૂ નાખી બનાવેલી મસાલેદાર ઘીની પોળી
वैदिक पु (वेद वेत्त्यधीते वा ठञ्) વેદ જાણનાર બ્રાહ્મણ, વેદનો અભ્યાસ કરનાર પુરુષ
वैदिक त्रि (वेदेषु विहित ठक्) વેદોક્ત કર્મ વગેરે
वैदुषी स्त्री (विदुषो भाव अण्+ङीप्) વિદ્વાનપણુ પડિતાઇ
वैदुष्य न (विदुषो भाव, ष्यञ्) વિદ્વત્તા, પડિતાઇ
वैदूर्य न (विदूरे गिरौ भव, ष्यञ्) એક જાતનો મણિ
"स्थाल्यां वैदूर्य्यमय्या पचति तिलकणानिन्धनैश्चन्दनाद्यै"
वैदेशिक त्रि (विदेशे भव ठञ्) વિદેશમા હોનાર-થનાર, પરદેશનુ
वैदेह पु (विशेषेण देह उपचयो यस्य स्वार्थे अण्, विदेहे भव अण् वा) વેપારી, શૂદ્રથી વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો એક વર્ણસકર
वैदेह पु (विदेहानां राजा, अण्) વિદેહનો સ્વામી જનકરાજા
वैदेह त्रि (विदेहे भव, अण्) વિદેહ નામે દેશમા હોનાર, થનાર, વિદેહદેશનુ
वैदेहिक पु (विदेह+ठक्) वैदेह पु શબ્દ જુઓ
वैदेही स्त्री (विदेहेषु मिथिलादेशेषु भवा अण्+ङीप्) શૂદ્રથી વૈશ્યમાં ઉત્પન્ન થયેલી એક વર્ણસકર સ્ત્રી, વેપારી સ્ત્રી, સીતા, હળદર, પીપર
वैद्य पु (विद्याऽस्त्यस्य अण्) પડિત, વૈદ્ય, અરડુસાનુ ઝાડ
वैद्यक न (वैद्य चिकित्सकमधिकृत्य कृतो ग्रन्थ कन्) આયુર્વેદશાસ્ત્ર, ચિકિત્સા
वैद्यनाथ पु (वैद्य नाथ) તેનામે એકશિવ, ધન્વન્તરી, તે નામે એક ભૈરવ, તે નામે એક ચક
वैद्यचञ्चु पु (वैद्यस्य चञ्चुरिव) ગરમાળાનુ ઝાડ
वैद्यमातृ स्त्री (वैद्यस्य मातेव) અરડુસાનુ વૃક્ષ
वैद्यसिंही स्त्री (वैद्यस्य सिंहीव) ઉપરનો અર્થ
वैद्या स्त्री (वैद्य पाल्यत्वेनाऽस्त्यस्या, अच्+टाप्) કાકોલી વનસ્પતિ
वैध त्रि (विधित आगत+अन्) વિધિપ્રમાણે, કાયદામુજબ, વિધિપ્રતિપાદ્ય
वैधर्म्य न (विरुद्धो धर्मो यस्य, यद्वा विधर्मस्य भाव ष्यञ्) વિરુદ્ધ ધર્મપણુ, જુદા ધર્મપણુ, અન્યલક્ષણતા
वैधव्य न (विधवाया भाव, ष्यञ्) વિધવાપણુ
वैधहिंसा स्त्री (वैधा चासौ हिंसा च) વેદોક્તહિંસા
वैधात्र पु (विधातुरपत्यम् अण्) સનત્કુમાર વગેરે મુનિ
वैधात्री पु (विधातृ+अच्+ङीप्) બ્રાહ્મી વનસ્પતિ
वैधृति पु (विगता धृतिर्यस्मात् पृषो० वृद्धि) વિષ્કુભ વગેરે યોગો માહેલો છેલ્લો યોગ, સૂર્યચન્દ્રના ક્રાન્તિ સામ્યથી આવેલ અશુભ સૂચકઅગ્નિ
वैधेय पु (विधेये कर्तव्येऽनभिज्ञ, विधेय+अण्) મૂર્ખ
वैध्यत पु યમદેવનો પ્રતિહાર-દ્વારપાળ
वैनतेय पु (विनताया अपत्य ढक्) ગરુડ, અરુણ
वैनयिक त्रि (विनये रत, ठक्) વિનયવાળુ
वैनायिक पु (विनायं राज्ञनमधिकृत्य कृतो ग्रन्थ ठक् तदभिज्ञाऽस्य, वा) બૌદ્ધાગમ, બૌદ્ધમતાનુસારી પુરુષ
वैनाशिक पु (विनाशमधिकृत्य कृतो ग्रन्थ ठक्) બૌદ્ધાગમ, કરોળીયો
वैनाशिक त्रि (विनाश+ठक्) બૌદ્ધાગમ જાણનાર, બૌદ્ધ, ક્ષણિક, પરતન્ત્ર
वैनीतक पु न (विशेषेण नीतं नयन, तेन कायति, कै+क) પાલખી-ડોલી-વગેરે
वैन्य पु (वेनस्याऽपत्य पुमान्, वेन+ण्य) પૃથુરાજા
वैपरीत्य न (विपरीतस्य भाव ष्यञ्) વિપરીતપણુ, વિપર્યય
वैपरीत्या स्त्री (विपरीतस्य भाव, ष्यञ्+टाप्) લજ્જાલુ લતા-લજામણીનો વેલો
वैभव न (विभोर्भाव अण्) વિભુપણુ, વૈભવ, વિભૂતિ, સમૃદ્ધિ
वैभ्र न (वि+भ्राज्+ड+अण्) વિષ્ણુલોક
वैभ्राज न (विभ्राज इदं, अण्) દેવલોકમા એક બગીચો

પૈકી તેરમી વિદ્યાદેવી
**वैलक्ष्य** न (विलक्षस्य भाव ष्यञ्) શરમ, લજ્જા, સ્વભાવની વિલક્ષણતા
**वैलक्षण्य** न (विलक्षणस्य भाव ष्यञ्) વિલક્ષણપણું, વિશિષ્ટતા
**वैलव** त्रि. (विल्वस्येद अण्) બીલીનું, બીલી સબન્ધિ
**वैवधिक** त्रि (विवधेन धान्यतण्डुलादिना व्यवहरति ठक्) વ્યાપારી, અન્ન વિગેરેનો વ્યાપારી
**वैवर्ण्य** न (विवर्णस्य भाव ष्यञ्) વર્ણ ઉતરી જવો તે, ફીકાશ, મલીનતા, નિસ્તેજપણું
**वैवस्वत** पु (विवस्वतोऽपत्य अण्) યમદેવ, અગ્નિ, એક રુદ્ર, સાતમો મનુ, ચિત્રાનુ ઝાડ
**वैवस्वत** त्रि (विवस्वत इद अण्) વિવસ્વતનુ, વિવસ્વત સબન્ધી, યમ સબન્ધી, અગ્નિસબન્ધી, રુદ્ર સબન્ધિ
**वैवस्वती** स्त्री (विवस्वत्+अण्+ङीप्) દક્ષિણ દિશા
**वैवाहिक** त्रि (विवाहाद् भव, विवाह+ठञ्) વિવાહનુ, વિવાહ સબન્ધી, વિવાહથી સબન્ધવાળુ
**वैवाहिकी** स्त्री (विवाह+ठञ्+ङीप्) વિવાહની ક્રિયા
**वैशद्य** न (विशदस्य भाव ष्यञ्) સ્પષ્ટપણુ, સફેતી, ધોળાશ, નિર્મળતા
**वैशम्पायन** पु (विशम्पस्य गोत्रापत्य फञ्) વ્યાસનો એક શિષ્ય મહામુનિ
**वैशस** न (विशसस्य भाव स्वार्थे वा अण्) હિંસા, કતલ, ક્રૂરતા
**वैशस** त्रि (विशस+स्वार्थे अण्) હિંસક, કતલ કરનાર
**वैशाख** पु (विशाखानक्षत्रयुक्ता पौर्णमासी वैशाखी सा यत्र मासे पुन अण्) વૈશાખમાસ, રૂરવર્ષ, રવૈયો
**वैशाख** न (विशाखा+अण्) ધનુષ્યધારીઓનુ એક આસન
**वैशाखी** स्त्री (विशाखानक्षत्रयुक्ता पौर्णमासी-ङीप्) વૈશાખમાસની પુનમ
**वैशिक** पु (वेशे वेश्यालये उपचारात् वेश्यायां प्रसूत ठक्) વેશ્યામા આસક્ત પુરુષ
**वैशिष्ट्य** न (विशिष्टस्य भाव ष्यञ्) ભેદ, વિશેષતા, વિશેષ્ય-વિશેષણ સબન્ધી, વિશેષ બુદ્ધિ નિયામક એક સબન્ધ
**वैशेषिक** न. (विशेष पदार्थभेदमधिकृत्य कृतो ग्रन्थ ठक्) કણાદમુનિ પ્રણીત તે નામનુ શાસ્ત્ર
**वैशेषिक** पु. (विशेष वेत्ति अधीते वा, विशेष+ठक्) વૈશેષિક શાસ્ત્ર જાણનાર
**वैशेषिक** त्रि (वैशेषिकस्येद अण्) કણાદ શાસ્ત્રનુ, વૈશેષિક શાસ્ત્રસબન્ધી
**वैशेष्य** न (विशेषस्य भाव अण्) वैशिष्ट्य न શબ્દ જુઓ
**वैश्य** पु स्त्री (विशति उपभुङ्क्ते, विश्+क्विप्+स्वार्थे ष्यञ्) વૈશ્ય જાતિ, વેપારીવાણીયો
**वैश्यकर्मन्** न (वैश्यस्य कर्म) નીચેનો શબ્દ જુઓ.
**वैश्यक्रिया** स्त्री (वैश्यस्य क्रिया) વેપાર, ખેતી વિગેરે વૈશ્યનો ધધો
**वैश्यवृत्ति** स्त्री (वैश्यस्य वृत्ति) ઉપર પ્રમાણે અર્થ
**वैश्या** स्त्री (वैश्य+स्त्रियां टाप्) વૈશ્ય સ્ત્રી, વાણીયણ
**वैश्रवण** पु (विश्रवसोऽपत्य अण् विश्रवणादेश) કુબેર.
**वैश्रवणालय** पु (वैश्रवणस्य आलय) વડનુ ઝાડ, કુબેરની નગરી
**वैश्रवणावास** पु (वैश्रवणस्यावास) ઉપર પ્રમાણે
**वैश्वदेव** पु (विश्वेभ्यो देवेभ्यो देयो बलि अण्) વિશ્વદેવને અપાતો બલિ
**वैश्वदेवकर्मन्** न (वैश्वदेव कर्म) વિશ્વદેવને અપાતા બલિનુ કર્મ
**वैश्वानर** पु (विश्वेषां नराणामय कुक्षिस्थत्वात् अण् पूर्वदीर्घ) અગ્નિ, ચેતન, ચિત્રાનુ ઝાડ, અગ્નિલોકનો અધિપતિ અગ્નિ
**वैश्वानर** पु (विश्वानरस्यापत्य अण्) અગ્નિલોકાધિપતિ વહ્નિ
**वैश्वानरी** स्त्री (विश्वानर+अण्+ङीप्) વર્ષના પ્રારમ્ભમા થતો એક યજ્ઞ
**वैश्वी** स्त्र, (विश्व+अण्+ङीप्) ઉત્તરાષાઢા નક્ષત્ર
**वैषम्य** न (विषमस्य भाव ष्यञ्) વિષમતા, વિલક્ષણતા, ભેદ
**वैषयिक** त्रि (विषयेण निर्वृत्त ठक्) વિષય સબધી, વિષયનુ સુખદુખ વિગેરે
**वैष्टुत** न (विष्टुत्या निर्वृत्त अण्) હોમની ભસ્મ
**वैष्टुत** त्रि (विष्टुति+अण्) વિષ્ટુતિ સાધ્ય યજ્ઞ વિગેરે

व्यक्तरूप पु (व्यक्तानि स्थूलानि भूतान्येव रूपं यस्य) વિષ્ણુ

व्यक्ति स्त्री (वि+अञ्ज्+क्तिन्) પ્રકાશ, મનુષ્ય, જુદી જુદી વસ્તુ, પ્રકટપણું, સ્પષ્ટતા

व्यक्तीकरण न (व्यक्त+च्वि+कृ+ल्युट्) સ્પષ્ટ કરવું, ખુલ્લું કરવું

व्यक्तीकृत त्रि (व्यक्त+च्वि+कृ+क्त) સ્પષ્ટ કરેલ, ખુલ્લું કરેલ

व्यक्तीभवन न (व्यक्त+च्वि+भू+ल्युट्) સ્પષ્ટ થવું, ખુલ્લા થવું

व्यक्तीभूत त्रि (व्यक्त+च्वि+भू+क्त) સ્પષ્ટ થયેલ, ખુલ્લું થયેલ

व्यक्तोदित त्रि (व्यक्तं उदितं येन) સ્પષ્ટ કહેલ, ખુલ્લું કહેલ, સ્પષ્ટ ઉદયપામેલ

व्यग्र त्रि (विगतमग्रं यस्य) વ્યાકુળ, આસક્ત

व्यग्र पु („ „ „) વિષ્ણુ

व्यग्रता स्त्री (व्यग्रस्य भाव, तल्+टाप्) વ્યાકુળતા, આસક્તિ

व्यग्रत्त्व न (व्यग्रस्य भाव त्व) ઉપરનો અર્થ

व्यङ्ग न (विगतं विकलं वा अङ्गम्) વિકળ અંગ, ખોટવાળું અંગ, ગયેલું અંગ

व्यङ्ग त्रि (विगतं अङ्गं यस्य) વિકળ અંગવાળું, ખોટવાળા અંગવાળું, ગયેલા અંગવાળું

व्यङ्ग पु („ „ „) દેડકો, એક જાતનો મુખનો રોગ

"क्रोधायासप्रकुपितो वायु पित्तेन संयुत
मुखमागम्य सहसा मंडलं विसृजत्यत
नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गं तमादिशेत्–माधवनिदाने"

व्यङ्गार त्रि (विगत अङ्गारो यस्मात्) અંગારા વિનાનું

व्यङ्गी स्त्री (व्यङ्ग+स्त्रियां जाति० ङीप्) દેડકી

व्यङ्ग्य पु (वि+अञ्ज्+ण्यत्) વ્યંજનાવૃત્તિથી જાણવા લાયક અર્થ

व्यङ्ग्य त्रि („ „ „) પ્રકાશ કરવા યોગ્ય

व्यच् (तुदा० प० सेट् व्यचति) ખોટું કરવું, અક સંબન્ધ કરવો સક

व्यजन न (व्यजत्यनेन, वि+अज्+ल्युट्) વીંઝણો, પંખો

व्यञ्जक पु (व्यनक्तीति, वि+अन्ज्+ण्वुल्) વ્યંજના વૃત્તિથી અર્થ જણાવનાર શબ્દ, હૃદયના ભાવ વગેરેને પ્રગટ કરનાર અભિનય

व्यञ्जन न (व्यज्यते म्रक्ष्यते अन्नादि गम्योज्यतेऽनेन, वि+अञ्ज्+ल्युट्) દાળ–શાક વગેરે, ચિન્હ, નીશાનિ, દાઢી, મુછ, સ્ત્રીપુરૂષનું ગુહ્ય અંગ, અવયવ, ભાવ, દિવસ, વ્યંજન અક્ષર, શબ્દની એક વૃત્તિ

व्यञ्जना स्त्री (वि+अञ्ज्+णिच्+ल्यु+टाप्) શબ્દની એક વૃત્તિ

व्यञ्जित त्रि (वि+अञ्ज्+णिच्+क्त) પ્રકાશેલ, પ્રકટ કરેલ

व्यञ्जित पु („ „ „) વ્યંજના વૃત્તિથી જણાયેલ અર્થ

व्यञ्जिजिषत् त्रि (वि+अञ्ज्+सन्+वर्तमाने शतृ) પ્રગટ કરવા ઇચ્છતું, પ્રકાશવા ચાહતું

व्यञ्जिजिषा स्त्री (वि+अञ्ज्+सन्+अ+टाप्) પ્રગટ કરવાની ઇચ્છા, પ્રકાશ કરવાની ઇચ્છા

व्यञ्जिजिषु त्रि (वि+अञ्ज्+सन्+उ) ઉઘાડું કરવા ચહાનાર, પ્રકાશ કરવા ઇચ્છનાર

व्यडम्बक पु (विशेषेण न डम्बक, डम्ब्+ण्वुल्) એરંડાનું ઝાડ

व्यतिकर पु (वि+अति+कृ+अप्) ગાઢ સંબન્ધ, વ્યસન, દુઃખ, સંકટ, મિશ્રપણું, મેળમેળ કરવું, પરસ્પર સંબન્ધ, બનાવ, પ્રસંગ, તક, વારાફરતી બનવું

व्यतिक्रम पु (वि+अति+क्रम्+घञ्) ઉલટાપણું, વિપરીતપણું, વિપર્યય, ઓળંગીજવું, ઉલ્લંઘન

व्यतिक्रान्त त्रि (वि+अति+क्रम्+क्त) ઓળંગેલ, વિપરીત

व्यतिरिक्त त्रि (वि+अति+रिच्+क्त) ભિન્ન, જુદું

व्यतिरेक पु (वि+अति+रिच्+घञ्) વિશેષેકરી ઓળંગવું, અભાવ, વિના, સિવાય, તે નામે એક અર્થાલંકાર

व्यतिरेकव्याप्ति स्त्री (व्यतिरेकस्य व्याप्ति) સાધ્યભાવ વ્યાપકીભૂત અભાવપ્રતિયોગિત્વ રૂપ એક વ્યાપ્તિ

व्यतिरेकिन् न (वि+अति+रिच्+घिनुण्) ન્યાયશાસ્ત્ર પ્રસિદ્ધ એક અનુમાન

व्यतिरेकिन् त्रि („ „ „) ઓળંગનાર,

**व्यपाश्रय** पु (वि+अप+आ+श्रि+अच्) આશ્રય
**व्यपाश्रित** त्रि (वि+अप+आ+श्रि+क्त) આશ્રિત, આશ્રયવાળું
**व्यपेक्ष** त्रि (वि+अप+ईक्ष्+अ) દરકાર વિનાનું, બે દરકાર, રાહજોતું
**व्यपेक्षण** न (वि+अप+ईक्ष्+ल्युट्) દરકાર રાખવી નહિ તે, રાહ જોવી
**व्यपेक्षा** स्त्री (वि+अप+ईक्ष्+अ+टाप्) ઉપરનો અર્થ વ્યાકરણપ્રસિદ્ધ પરસ્પર મિલિતપદોનો પરસ્પર અન્વય
**व्यपेक्षित** त्रि (वि+अप+ईक्ष्+क्त) દરકાર નહિ કરેલ, રાહ જોયેલ
**व्यपेत** त्रि (वि+अप+इण्+क्त) દુર થયેલ, ગયેલ
**व्यपोढ** त्रि (वि+अप+वह्+क्त) સામુ, ઉલટું, વિરૂદ્ધ, પ્રતિકૂલ
**व्यभिचार** पु (वि+अभि+चर्+घञ्) નિંદિત આચાર સ્ત્રીનો પરપુરૂષસંગ અને પુરૂષનો પરસ્ત્રીસંગ, ન્યાય વિગેરેમાં પ્રસિદ્ધ એક હેતુદોષ, તે નામે એક હેત્વાભાસ, નિયમનો ભંગ, અવળેમાર્ગે ગમન
**व्यभिचारिन्** पु (वि+अभि+चर्+णिनि) અલંકાર શાસ્ત્રપ્રસિદ્ધ રસને પ્રગટ કરવાના અંગરૂપ નિર્વેદ વગેરે સંચારિભાવ
**व्यभिचारिन्** त्रि ( ,, ,, ) વ્યભિચાર કરનાર, દુરાચારી, ચારિત્ર ભ્રષ્ટ
**व्यभ्र** त्रि (विगत अभ्र यस्मात्) વાદળો વિનાનું
**व्यय्** (भ्वा उभ स सेट् व्ययति–ते) ત્યાગ કરવો, ખરચવું, તજવું
**व्यय्** (चु उभ स सेट् व्याययति–ते) શબ્દ કરવો
**व्यय** पु (वि+इण्+अच्) ખર્ચ, ખરચવું, ધન વગેરે વાપરવું, જવું, ઓછા થવું
**व्ययत्** त्रि (व्यय्+वर्तमाने शतृ) ખરચતું, વાપરતું, ઉડાઉ
**व्ययन** न (व्यय्+भावे ल्युट्) ખર્ચ, ખરચવું, ધન વિગેરે વાપરવું, જવું, ઓછાથવું
**व्ययमान** त्रि (व्यय्+शानच्) ખરચતું, વાપરતું, ઉડાઉ
**व्ययित** त्रि (व्यय्+कर्मणि क्त) ખરચેલું, ક્ષયપામેલ, વાપરેલ
**व्ययिन** त्रि (व्यय+अस्त्यर्थे णिनि) ખરચનાર, વાપરનાર, ઉડાઉ
**व्ययीकरण** न (व्यय+च्वि+कृ+ल्युट्) ખરચ કરવું વાપરવું
**व्ययीकृत** त्रि (व्यय+च्वि+कृ+क्त) ખરચેલ, વાપરેલ
**व्ययीभवन** न (व्यय+च्वि+भू+ल्युट्) ખરચ થવું
**व्ययीभूत** त्रि (व्यय+च्वि+भू+क्त) ખરચ થયેલ
**व्यर्थ** त्रि (विगत अर्थ प्रयोजन वा यस्य) નિષ્પ્રયોજન, નિષ્ફળ, અર્થશૂન્ય, નકામું
**व्यर्थक** त्रि (व्यर्थ+स्वार्थे क) ઉપરનો અર્થ,
**व्यर्थता** स्त्री (व्यर्थस्य भाव, तल्+टाप्) વ્યર્થપણું, ફોગટપણું
**व्यर्थत्व** न (व्यर्थस्य भाव त्व) ઉપરનો અર્થ
**व्यर्थीकरण** न ((व्यर्थ+च्वि+कृ+ल्युट्) વ્યર્થ કરવું
**व्यर्थीकृत** त्रि (व्यर्थ+च्वि+कृ+क्त) વ્યર્થ કરેલ
**व्यर्थीभवन** न (व्यर्थ+च्वि+भू+ल्युट्) વ્યર્થ થવું
**व्यर्थीभूत** त्रि (व्यर्थ+च्वि+भू+क्त) વ્યર્થ થયેલ
**व्यलीक** न (विशेषेण अलतीति, वि+अल्+उणा० कीकन्) અપરાધ, અકાર્ય, વિલખાપણું, અપ્રિય, અસત્ય, ઠગાઈ, ગતિનું ઉલટાપણું, દુઃખ
"सुतनु ! हृदयात्प्रत्यादेशव्यलीकमुपैतु ते।
किमपि मनस सम्मोहो मे तदा बलवानभूत्" शाकुन्तले
**व्यलीक** त्रि (वि+अल्+ईकक्) અપ્રિય, જુઠું, અકાર્યવાળું, અપરાધી, ઠગ, ગતિનું ઉલટાપણું, દુઃખ
**व्यलीकता** स्त्री (व्यलीकस्य भाव, तल्+टाप्) જુઠાણું, અપ્રીતિ, ભૂલ, દુઃખ
**व्यलीकत्व** न (व्यलीकस्य भाव त्व) ઉપર પ્રમાણે.
**व्यवकलन** न (वि+अव+कल्+ल्युट्) વિયુક્ત કરવું, છૂટું કરવું, બાદ કરવું, દૂર કરવું, હીન કરવું
**व्यवकलित** न (वि+अव+कल्+क्त) ઉપર પ્રમાણે
**व्यवकलित** त्रि ( ,, ,, ) વિયુક્ત કરેલ, છૂટું કરેલ, બાદ કરેલ, દૂર કરેલ, હીન કરેલ
**व्यवक्रुष्ट** त्रि (वि+अव+क्रुश्+क्त) ગાળો દીધેલ, નિન્દેલ
**व्यवक्रोशन** न (वि+अव+क्रुश्+भावे ल्युट्) ગાળો દેવી, નિંદા કરવી

**व्यवहारपद्** न (व्यवहारस्य पदम्) વ્યવહારનો વિષય, વ્યવહારનું સ્થાન.

**व्यवहारप्राप्त** त्रि (व्यवहारेण प्राप्त) વ્યવહારથી પ્રાપ્ત થયેલ, વ્યવહારને પામેલું

**व्यवहारमातृका** स्त्री (व्यवहारस्य विवादनिर्णयस्य मातृव पोषकत्वात्) વ્યવહારને માટે ન્યાયાધીશ વગેરેએ કરવા યોગ્ય ક્રિયા

**व्यवहारिक** त्रि (व्यवहार प्रयोजनतयाऽस्त्यस्य ठञ्) વ્યવહાર યોગ્ય કોઇ વસ્તુ વિગેરે, વ્યવહારના પ્રયોજનવાળું, વહેપારી, વ્યવહારમા ગુંથાયેલું

**व्यवहारिकसत्ता** स्त्री (व्यवहारिका चासौ सत्ता च) વ્યવહારમા ઉપયોગી વસ્તુની સત્તા–હોવાપણું

**व्यवहारिका** स्त्री (व्यवहार+ठञ्+टाप्) લોકરૂઢિ, ઇંગોળીયાનું ઝાડ, સાવરણી

**व्यवहारिन्** त्रि (व्यवहार+अस्त्यर्थे इनि) વ્યવહારવાળું, વહેપારી, કાયદાને અનુસરતું

**व्यवहार्य** त्रि (वि+अव+हृ+ण्यत्) व्यवहर्त्तव्य શબ્દ જુઓ

**व्यवहास** पु (वि+अव+हस्+घञ्) પરસ્પર હસવું

**व्यवहित** त्रि (वि+अव+धा+क्त) વ્યવધાનવાળું, વચ્ચે કંઇ અંતરાયવાળું

**व्यवाय** पु (वि+अव+इण्+घञ्) ગ્રામ્યધર્મ–મૈથુન, અંતર્ધાનવાળું, ઢાંકવું, ઢાંકણું

**व्यवाय** न ( ,, ,, ) તેજ

**व्यवायिन्** त्रि (व्यवाय+अस्त्यर्थे णिनि) ગ્રામ્ય ધર્મ કરનાર, મૈથુન કરનાર

**व्यसन** न (वि+अस्+भावकरणादौ ल्युट्) વિપત્તિ, દુઃખ, અશુભ, મદ્યપાનવગેરેનો દોષ, નમીબ, કોપથી ઉત્પન્ન થયેલો દોષ, દૈવાદિકૃત ઉપદ્રવ, પાપ, દુર્ભાગ્ય, દુર્દૈવનું પરિણામ, નિષ્ફળ ઉદ્યમ, આસક્તિ, નાલાયકી, પડવું તે, વાયુ

"रोगशोकपरीतापबन्धनव्यसनानि च।
आत्मापराधवृक्षाणां फलान्येतानि देहिनाम्" हितोपदेशे

**व्यसनप्रहारिन्** त्रि દુઃખ દેવું, પીડવું, દુઃખમા માર મારવું

**व्यसनार्त** त्रि (व्यसनेन आर्त) દૈવાદિકૃત ઉપદ્રવવાળું, દુઃખી

**व्यसनिता** स्त्री (व्यसनिन भाव तल्+टाप्) દુઃખીપણું, વ્યસનીપણું

**व्यसनित्व** न (व्यसनिन भाव त्व) ઉપર પ્રમાણે.

**व्यसनिन्** त्रि (व्यसन+अस्त्यर्थे णिनि) દુઃખી, વ્યસની

**व्यसनीय** पु (व्यसन+छ) છીનાળવો

**व्यसु** त्रि (विगता असवो यस्य) મરણ પામેલ, પ્રાણ રહિત.

**व्यस्त** त्रि (वि+अस्+कर्मणि क्त) વ્યાકુળ, વ્યાપ્ત, ભાગ પાડેલું, છૂટું, વિપરીત, એકત્ર પદાર્થમા એક એક વસ્તુ, ઉલંઘન.

**व्यस्त** त्रि (वि+अस्+भावे+क्त) સંપૂર્ણ જુદું

**व्यस्तता** स्त्री (व्यस्तस्य भाव, तल्+टाप्) વ્યાકુળતા, છુટાપણું, વિભાગ કરવા, વિપરીતપણું

**व्यस्तत्व** न (व्यस्तस्य भाव, त्व) ઉપર પ્રમાણે

**व्यस्तपद्** न (व्यस्त च तत् पद च यद्वा व्यस्त पदं यस्मिन्) ગભગાટવાળી સ્થિતિ, વ્યાકુળતા, ગભરાટ

**व्यस्तार** पु હાથીના ગંડસ્થલમાથી નીકળતું મદનું જળ

**व्याकरण** न (व्याक्रियन्ते व्युत्पाद्यन्ते अर्थवत्तया प्रतिपाद्यन्ते शब्दा येन, वि+आ+कृ+करणे ल्युट्) શબ્દ સિદ્ધ કરનાર શાસ્ત્ર, વેદાન્તમા કહેલ નામ–રૂપ વડે જગતનું વિકમન

"व्याकरणसिंहभीता अपशब्दमृगा क्व विचरेयु" उद्भटे

**व्याकार** पु (वि+आ+कृ+घञ्) વિરૂદ્ધ આકાર, આકારમા ફેરફાર

**व्याकुल** त्रि (वि+आ+कुल्+क) રોગ વિગેરેથી વ્યાકુળ, ગભરાયેલું

**व्याकुलता** स्त्री (व्याकुलस्य भाव, तल्+टाप्) વ્યાકુલપણું, ગભરાટ

**व्याकुलत्व** न (व्याकुलस्य भाव त्व) ઉપર પ્રમાણે

**व्याकुलमनस्** त्रि (व्याकुल मनो यस्य) ગભરાયેલા મનવાળું, વ્યાકુલ ચિત્તવાળું

**व्याकुलमनस्क** त्रि (व्याकुल मनो यस्य कप्) ગભરાયેલા મનવાળું, ભયભીત ચિત્તયુક્ત

**व्याकुलित** त्रि (व्याकुल+तारका० इतच्) ગભરાયેલું, ભયભીત

व्याजोक्ति स्त्री ( व्याजयुक्ता उक्ति. ) છળથી કહેવુ, કપટથી કહેવુ, તે નામે એક અર્થાલકાર

व्याड पु ( वि+आ+अड्+अच् ) માસ ભક્ષક વાઘ વિગેરે પશુ, સર્પ, ઇન્દ્ર

व्याड त्रि ( ,, , ) ઠગારો, ઠગ, છેતરનાર

व्याडायुध न ( व्याडस्य व्याघ्रस्यायुधं नख इवास्त्यस्य अच् ) નખલો નામે સુગન્ધી દ્રવ્ય

व्याडि पु તે નામે એક મુનિ–જેમણે "સગ્રહ" નામનો એક વ્યાકરણનો ગ્રન્થ રચ્યો છે

व्यात्त त्रि (वि+आ+दा+क्त ) પહોળુ કરેલ, ફાડેલ, વિસ્તારેલ, વિશેષે કરીને ગ્રહણ કરેલ

व्यात्युक्षी स्त्री ( वि+अति+उक्ष्+भावे णच्+स्वार्थे अण्+ङीप् ) પરસ્પર છાંટવારૂપ જળ ક્રીડા

व्यादान न ( वि+आ+दा+ल्युट् ) ગ્રહણ, ગ્રહણ કરવુ, પહોળુ કરવુ, ફાડવુ

व्यादिश पु ( वि+आ+दिश्+क ) વિષ્ણુ

व्यादिश त्रि ( वि+आ+दिश्+क ) વિશેષે કરી આદેશ કરનાર.

व्याध पु ( व्यध्+ण ) શિકારી, એક વર્ણસકર

व्याध पु ( व्यध्+भावे घञ् ) વેધન, વીધવુ, પીડવુ, મારવુ

व्याध त्रि ( व्यध्+ण ) દુષ્ટ, હિંસક

व्याधभीत पु ( व्याधाद् भीत भी+क्त ) મૃગ, હરણ

व्याधभीती स्त्री ( व्याधभीत+स्त्रियां जाति ङीप् ) મૃગલી, હરણી

व्याधाम पु ( व्याधेन पीडनेन अमयति, अम्+णिच्+अच् ) વજ્ર

व्याधि पु ( वि+आ+धा+कि ) રોગ, કોઢનો રોગ, કાળે કરેલ નાયક–નાયિકાની એક અવસ્થા

व्याधिकर त्रि ( व्याधिं करोति, कृ+अच् ) રોગકારક

व्याधिघात पु ( व्याधिं हन्ति, हन्+घञ् ) ગરમાળો

व्याधिघ्न त्रि ( व्याधिं हन्ति, हन्+टक् ) રોગનો નાશ કરનાર

व्याधित त्रि ( व्याधिर्जातोऽस्य तार० इतच् ) રોગ-વાળુ

"दरिद्रान् भर कौन्तेय मा प्रयन्छेश्वरे धन
व्याधितस्यौषध पथ्य नीरुजस्य किमौषधै"–हितोपदेशे

व्याधियुक्त त्रि ( व्याधिना युक्त ) રોગી

व्याधिरहित त्रि ( व्याधिना रहित ) રોગ વગરનું, રોગરહિત

व्याधिहन् त्रि ( व्याधिं हन्ति, हन्+क्विप् ) રોગનો નાશ કરનાર

व्याधिहन्तृ पु ( व्याधिं हन्ति, हन्+तृच् ) વાગહી કન્દ વનસ્પતિ

व्याधिहन्तृ त्रि ( ,, ,, ) રોગનો નાશકરનાર.

व्याधुत त्रि ( वि+आ+धु+क्त ) કપેલ, કપાવેલ, તિરસ્કારેલ

व्याधूत त्रि ( वि+आ+धू+क्त ) ઉપર પ્રમાણે અર્થ

व्याध्युपशम पु ( व्याधेः उपशम ) રોગની શાન્તિ

व्याध्युपशान्ति स्त्री ( व्याधे उपशान्ति ) રોગની શાન્તિ

व्यान पु ( वि+अन्+घञ् ) શરીરમાના પાચ પ્રાણ-વાયુમાનો એક વાયુ–જે આખા શરીરમા વ્યાપ્ત છે

व्यापक त्रि ( वि+आप्+ण्वुल् ) અધિક દેશમા વર્ત-નાર, વ્યાપનાર, ઢાકનાર, આચ્છાદન કરનાર, ફેલાનાર

व्यापकता स्त्री (व्यापकस्य भाव तल्+टाप् ) વ્યાપકતા.

व्यापकत्व न ( व्यापकस्य भाव त्व ) ઉપરનો અર્થ

व्यापद् स्त्री ( वि+आङ्+पद्+क्विप् ) મૃત્યુ, મોત, આફત

व्यापन्न न ( वि+आङ्+पद्+ल्युट् ) વ્યાપવુ, ફેલાવુ

व्यापन्न त्रि (वि+आ+पद्+क्त ) મરેલુ, મુવેલુ, હરકત થયેલુ, આફતમા આવેલું, દુખી

व्यापाद पु ( वि+आ+पद्+घञ् ) દ્રોહચિંતન, કોઇનું ખરાબ ચિંતવવુ

व्यापादन न ( वि+आ+पद्+णिच्+ल्युट् ) મારી નાખવુ, ઠાર મારવું, કોઇનું ખરાબ કરવા વિચાર કરવો

व्यापादित त्रि (वि+आ+पद्+णिच्+क्त ) મારી નાખેલ, કોઇનું ખરાબ કરવા વિચારેલ

व्यापार पु ( वि+आ+पृ+घञ्) ધધો, રોજગાર,ક્રિયા, પ્રયત્ન, શ્રમ, જ્યા ત્યા માથુમારવુ તે

व्यापारवत् त्रि ( व्यापार+अस्त्यर्थे मतुप् मस्य व ) વેપારી, વેપારવાળુ, ધધાદાર, રોજગારવાળુ, ક્રિયા-વાળુ, પ્રયત્ન કરનાર

